ૐ

શ્રી ગણેશાયનમઃ

# કુંવારાને કષ્ટ, નોકરીનું દુઃખ,

# પરણેલાનો પસ્તાવો.

છપાવી પ્રસીદ્ધ કરનાર,

લેખક-મણીલાલ છગનલાલ.

કાલુપુર, ભંડારીપોળ, કાયતવાડા-અમદાવાદ.


આવૃત્તી પહેલી. પ્રત ૧૦૦૦.

સને ૧૯૨૧. સંવત ૧૯૭૭.

અમદાવાદ.

ધી [illegible] પ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ, કાલુપુર ટંકશાળમાં
મુળચંદ ત્રીકમલાલે છાપ્યુ.

કીંમત ૦-૦-૬

# વારાને કષ્ટ, નોકરીનું દુઃખ;

ને

## પરણેલાનો પસ્તાવો.

---

ભાઇઓરે મારા સુણો, જમાનો ગયો જુનો;
ફેશન થણી વધતી, ઉપાધી નથી ટળતી. ૧

નોકરીએ વેલું જાવુ, સાંજે આવીને ખાવુ;
આ દુઃખ કોને કહેવું, સુ આવી રીતે રહેવું. ૨

શરીર જાય છે ગળતું, બૈરૂરે નથી મળતું;
પૈસોરે નથી પાસે, કેમ કરી પરણાસે. ૩

સગુ ઘણુ છે મારે, કર્મ લખ્યું નીહાળે;
રહે છે સર્વે સ્વાર્થી, તેથી તે ળગડે બાજી. ૪

પીતાજી હતા મારા, સગાં રહેતાં સારાં;
ખાવા પીવાને આવે, મને ભાવથી બોલાવે. ૫

પીતા ગયા પરલોકે, હું રોવુ પોકે પોકે;
પ્રભુજી સહાય કરસો, કષ્ટ તે માફ કરસો. ૬

હું વાસણાનો રહીસ, ઉમર થઈ છે વીસ;
દુઃખ તે કોને કહીએ, મનમાંસમજીનેરહીએ.

હું અમદાવાદ આવ્યો, મીત્રે નોકરી ચઢાવ્યો;
દુઃખ તે સર્વે કાપ્યું, મન આનંદી રાખ્યું.

ફેશન ઘણી વધતી, જોઇએ છે બુટ છત્રી;
કરમાં રાખી છે સોટી, ઝાકીટ પેરી ટોપી. ૯

ખમીસ સારાં જોઇએ, પાટલુન ઘણું શોભે;
મીલનું તે કામ ભારી, સાંચા સારા વીસારી. ૧૦

સાંજે મન તે ભટકે, વીચારમાં તે અટકે;
જવું છે બજાર, ખીસામાં શું વીચાર. ૧૧

પગાર નથી આવ્યો, માસીક મન ભાવ્યો;
દીવસ ઘણા બાકી, કોને કહું ઉપાધી. ૧૨

હું ગયો મીત્ર ઘેર, પુછી તે સર્વે પેર;
જોઇએ તો લેઈ જાઓ, મનમાં તે રાજી થાઓ. ૧૩

ત્યાંથી આવ્યો ઘેર, વીચાર્યુ ભલી પેર;
નોકરીએ નથી જાવું, ધંધો કરીને ખાવું. ૧૪

પરાધીનમાં રહેવું, એ દુઃખ નથી સહેવું;
કંપનીમાં જાવું, કાયદામાં નહી આવું. ૧૫

કંપનીમાં કેવો કાયદો, પગારનો કરે વાયદો;
દીવસ રાખે બાકી, તેથી રહે ઉપાધી. ૧૬

માટે રે મીત્રો સુણો, વીચાર કરો પુરો;
નીતીનો મારગ સારો, તેને તે પાર ઉતારો. ૧૭

છે સુખનુ તે રાજ, લહે નહી કો લાજ;
મનમાં વીશ્વાસ રાખો, ઉપાધી બાકી તાકો. ૧૮

દેશીમાં મન મુકો, જોડા પહેરીને જુઓ;
પહેરોને ધોતી સારી, બંડી તે કસ વાળી. ૧૯

પહેરણુ પહેરાં સારાં, મનમાં રહે ન ન્યારાં;
કહે છે મણીલાલ, દેશીને તું તાર. ૨૦

તું રાખ દેશની દાજ, પ્રભુજી રાખશે લાજ;
સર્વે તે સારૂ કરસે, સદા આનંદમાં ફરસે. ૨૧

એવી છે આસ મારી, પ્રભુ રાખજો વાચ્યારી;
તમો દુઃખ સર્વનાં હરજો, આ વાત કાને ધરજો. ૨૨

કહે છે ઠકર વાણી, વીવેક વાત જાણી;
સર્વે તે શાન્તી વ્યાપો, સહુને તે સુખ આપો. ૨૩

દુઃખ નોકરીનું કાપો, વૃષ્ટીનું સુખ આપો;
છેવટના બોલ ચાર, કરજો તમો વીચાર. ૨૪

# પરણેલાનો પસ્તાવો.



કુવારા કેરૂ કષ્ટ, સુણીને આજ કહે છે;
ઘરબાર છોડી દીધાં, માત તાત અળગાં કીધાં. ૧

ઉપાધીમાં પેઠો, નોકરીએ જઈ બેઠો;
પગાર આવે પંદર, સર્વ ખરચ અંદર. ૨

બૈરીને જોઈએ સાડી, ફેશન કેરી લાડી;
કાપડુ મુકી દીધું, પોલકાનું મને કીધું. ૩

પહેરાવો બંગડી સારી, મનમાં ઘણુ વીચારી;
ચાલાકીમાં જાવું, બજાર માંહી ફાવું. ૪

ચાલોને કંથ આજે, જઇએ તે બંને સાથે;
રતનપોળ માંહી, સાડી સર્વે છે તાંહી. ૫

બંગડી પહેરાવો સારી, ફેશનમાં વીચારી;
પોલકુ તે વહાલુ લાગે, ફેશન માંહી છાજે. ૬

સપાટ કેરી જોડી, જાવું છે લેવા દોડી;
એવું સુણી કંથ કહે છે, ઉદાસી મન રહે છે. ૭

કેવી રીતે હું આવું, શુ તને લઈઆવુ;
પૈસારે નથી પાસે, કેમે કરી જવાસે. ૮

વીચારી જુઓ મન, કેમ કરી જસે દીન;
તેવું સુણી નાર કહે છે, પરણ્યો શું બકે છે. ૯

મારે તો જોઇએ સર્વ, કરો નહી ગર્વ;
ભલે તો ભીખ માગો, ભલે તો નીર ચાખો. ૧૦

ઉપાધીને તારો, ફેશનને વધારો;
નહીતો જાવું મૈએર, થાવો તેવાં થૈએ. ૧૧

કરો છો શું વીચાર, ચાલોને બજાર;
લાવીએ આપણ સર્વ, રહે નહી સર્મ. ૧૨

તેવું સુણી કંથ ઉઠ્યા, જઈ મીત્ર ઘેર પેઠા;
રૂપીઆ લીધા ત્રીસ, નારી ના મન રીસ. ૧૩

ચાલોને જઇએ બહાર, જોઇએતે લેજો નાર;
મનની રીસ તાગો, ઉપાધી બધી ટાળો. ૧૪

ત્યાંથી તે બંને ચાલ્યાં, બજાર વીસે આવ્યાં;
સર્વે તે ચીજ લીધી, ઘર તરફ દ્રષ્ટી કીધી. ૧૫

છે આજ શનીવાર, સુણો મમ ભરથાર;
ખેલ સારો છે આજે, નાટકમાં જવું મારે. ૧૬

ટીકીટ કરાવો ભારે, બંને બેસીશું સાથે;
કરીસુ વાતો સારી, દીલ રાખો નહી ઉદાસી. ૧૭

પણ કંથ શું કરે છે, નાણાં ક્યાંથી ભરે છે;
પગાર છે થોડો, ખાવામાં પડે ટોટો. ૧૮

તો નાણું ક્યાંથી લાવું, કોને જઇને કહાવું;
પીતાજીના કહે કે, માત પેસવા ક્યાં દે છે. ૧૯
મીત્રનો વાયદો વચો, જવાબ કેવો દેવો;
વીચારમાં હું પડીઓ, દીન રાત તે રખડીઓ. ૨૦
એકે તે આરો નથી, પાઇ એક પાસ નથી;
માટે રે મનુ ખાયો, વીચાર ખોટો લાગ્યો. ૨૧
આ ચીત નથી ઠરતું, વીચારમાં વરતું;
કમાવું દીન રાત, પણ ખરચ પુરૂ ન થાય. ૨૨
એવી દશા છે મારી, જુઓ તમો વીચારી;
નારી ગઇ પીએર, ખાવા કરૂ હું ઘેર. ૨૩
માટેરે મીત્રો સુણો, સદગુણી સ્ત્રીને પરણો;
નહીતો રહો વાંઢા, સઘળી ઉપાધી છાંડો. ૨૪
કહે છે મણીલાલ, સંસાર સાર એ છે;
જીંદગી એરે જાય, ઉપાધી ના વીસરાય. ૨૫
પ્રભુ ભજન કરો, સદા ગમનમાં ફરો;
સદગુણી સ્ત્રીને વરો, વીચાર પુરો કરો. ૨૬
આ ટુક હતી અધુરી, તેને કરી મેં પુરી;
પ્રભુ રજ તે સાંભળસે, સદા રાજીમાં રહેસે. ૨૭

# જાહેર ખબર.



મહેરબાન સાહેબો એક વખત ખરીદી ખાત્રી કરો
થોડા વખતમાં બહાર પડશે

## બાળલગ્નનો બળાપો.

મળવાનું ઠેકાણું,

**ઠકર માણેલાલ છગનલાલ**

કાળુપુર, ભંડેરીપોળ,

કાયતવાડા,—અમદાવાદ